# સૂચના.

સ્વપ્નુ ભાગ પહેલો. સ્વપ્નુ ભાગ બીજો

## પ્રસ્તાવિક પદ્ય ભાગ

## બીજો.

ઉપરના ત્રણ પુસ્તકો સીંધ, બંગાલ, મલબાર, બ્રહ્મ-દેશ, આસ્ત્રેલિયા, ઝાંઝીબાર, અરબસ્થાન અને છેટ એડન સુધી હિંદ વાસિયોના મનરંજન કરી પ્રિય થયાં છે. તેમની એકે નકલ બકાતમાં નથી. પણ હવે પછી મને પૂરતી મદદ મળ્યે, મારા પ્રથમના કરાર મુજબ "સ્વપ્નુ ભાગ ત્રીજો" જેમાં સુધરેલા કુધરેલાનો આનંદ ઉપજાવે એવો સવાદ લખી પ્રજા હજુર મૂકીશ, એજ વિનંતી.

જયશંકર આણંદજી જાની.
ખભાળિયા સુ૦ ર૦ સભા તરફથી.

# અર્પણ પત્રિકા.

સુજ્ઞ શેઠજી સાહેબ,

શેઠ જેઠાભાઈ મુળજી કલ્યાણજી રાજડા.

મુંબઇ નગરી.

"પુત્રના લક્ષણ પારણામાંથી પાથરાં."
પરોપકારી અને દયાળુ પુરૂષની સંતતિ પણ
દયાળુ અને પરોપકારો થાય છે

---

આપની સગીર વય છતા તિવ્રબુદ્ધિ, શાહાણપણ
વિધાના વ્યસનમા તલ્લિન જોઇ અને આપની
મારા પ્રત્યે અનહદ મમતામા હુ લુબ્ધ થઈ
આ કવન પોથીનો ત્રીજો ભાગ આપને
અપેણ કરૂછું તે સ્વીકારવાની મહે-
રબાની કરશો.

હુ છું આજ્ઞાધીન આશ્રિત.
"જાની."

# અનુક્રમણિકા.





# પ્રસ્તાવિક પદ્ય.

## ભાગ ત્રીજો.

### અંબાજીની સ્તુતિ.

( ગરબી )

શંકર સુતને લાગું પાય, વાણિ શુદ્ધ કર સારદ માય;
જેથી ગુણ તારાજ ગવાય, અંબા દેવી આરાધું તનેરે.૧
હું છું બાળ બુદ્ધિનો બાળ, તારા ગુણ ગણુવા નહીં ખ્યાલ;
વત્સર જાણી કર વાચાળ, અંબા દેવી આરાધુંત નેરે.૨
કાળીદાસ અને કવિ કા'ન, સામળ ભટ પ્રેમાનંદ મહાન;
વલ્લભ વાણ કરી ગિર્વાણ, અંબા દેવી આરાધું તનેરે.૩
તું છો અનાથની આધાર, ભક્ત તણાં દુ.ખ સદ્ય નિવાર;
સાચા શેવકની લે સાર, અંબા દેવી આરાધું તનેરે.૪
મોટા મુનિવર તુજ ગુણ ગાય, બ્રહ્મા વિષ્ણુ લાગે પાય;
શંકર શેષ કરે સેવાય, અંબા દેવી આરાધું તનેરે.૫
પે'રી ભાત ભાતના ચીર, મણિમય મુકુટ ધર્યો છે શીર;
ચંદન કસ્તુરીની પીર, અંબા દેવી આરાધું તનેરે.૬
બાહ્ય બાજુબંધ છે બેશ, કર કંકણ આપે ઉજ્જેશ;
નયને નાખી રૂડી મેશ, અંબા દેવી આરધું તનેરે.૭
નેપુર ઝાંઝરનો ઝમકાર, શોભે કટીમેખળા સ્હાર;
કાને કુંડળ મચ્છાકાર, અંબા દેવી આરાધું તનેરે. ૮
વિણા વાદ્ય વિનોદી માય, થાતું સિંહ પરે અશ્વાર;
તું છો આદ્ય જગત અંબાય, અંબા દેવી આરાધું તનેરે.૯
તારો નવખંડેજ નિવાસ, આદ્ય અનાદિ તુજ આભાસ;
દાનવ સર્વ કર્યા છે નાશ, અંબા દેવી આરાધું તનેરે.૧૦

કર નવરાત્રીના નવરંગ, મનમાં માય નહીં ઉછરંગ;
મદમાં મસ્ત થયુ છે અંગ, અંબા દેવી આરાધું તનેરે.૧૧
રક્તાવર્ણ કરી લોચન, નવ દુર્ગા ખેલે નવ દન,
જોવા આવે છે સૌ જન, અંબા દેવી આરાધું તનેરે.૧૨
ગગને દાનવને માહાદેવ, નિરખે નયને લાવી નેહ;
સ્તબ્ધ થયાછે સઘળા દેવ, અંબા દેવી આરાધું તનેરે.૧૩
ભાવે અંબાને ભજશે, ભવસાગર ભય વિણ તરશે,
મોક્ષગતિ આખર મળશે, અંબા દેવી આરાધું તનેરે.૧૪
દેવી છે દિલની દાતા, મહિમા માનીતી માતા,
જાતા શરણે સુખ શાતા, અંબા દેવી આરાધું તનેરે.૧૫
હું છું અલ્પમતિનો જન, ગુણ ગાવા મારૂ થયું મન,
જેથી છંદ રચ્યો સુખકંદ, અંબા દેવી આરાધું તનેરે ૧૬
માના છંદ મુખે ગાશે, તેના દુઃખ સૌ દુર જાશે;
મનવાચ્છિત ધાર્યું થાશે, અંબા દેવી આરાધું તનેરે ૧૭
હું છું આણંદજીનો તન, કરતો રાત દિવસ રટન;
જેશંકર મન માંહી મગન, અંબા દેવી આરાધું તનેરે.૧૮
છે સ્થભાપુર મારૂં ધામ, ફરતો આવ્યો છું* આ ઠામ;
પ્રેમે પુર્ણ કર્યુ છે કામ, અંબા દેવી આરાધુ તનેરે ૧૯

## ટેક જાળવવા વિષે.

### છપય છંદ.

એક ટેકને કાજ, હરિ હેતે વેંચાણો;
એક ટેકને કાજ, બળિ ભૂમાં ચંપાણો;
એક ટેકને કાજ, રામ વનવાસ સિધાવ્યા;
એક ટેકને કાજ, પાંચ પાંડવ વન આવ્યા;
ટેક થકી નૃપતિ નરો, દુઃખ અતિ દેહે ખમ્યા;
જેશંકર જન ટેકથી, કૈક નરો રણમાં રમ્યા. ૧

* જુનાગઢ સંવત ૧૯૪૪

એક ટેકને કાજ, કર્ણ દાની કે'વાયો;
એક ટેકને કાજ, ભોજ ભૂમાં પંકાયો,
એક ટેકને કાજ, કર્યું કૃત કસે કાળું;
એક ટેકને કાજ, અર્જુને વાળી ગાયું,
ટેકી જન નિજ ટેક તો, કદિ ન તાણી તોડશે,
જેશંકર તજિ ટેક તો, મિત્ર મૈત્રિ નહિ જોડશે. ૨
એક ટેકને કાજ, ભિમે, દુશાસન માર્યો,
એક ટેકને કાજ, બુનેલ ન હિંમત હાર્યો:
એક ટેકને કાજ, ભૂપ નળરાય ભટકિયો;
જુગલ જોડથી એહ, રાજ ખોઈ રાન રખડીયો,
અવનીમાં અવતાર લઇ, સત્ય ટેક શીર રાખતાં;
જેશંકર આ જગતમાં, એવા જન નહીં દેખતાં. ૩
એક ટેકને કાજ, પ્રતાપે પાણી રાખ્યું;
એક ટેકને કાજ, ક્ષત્રિ તન ફરસે કાપ્યું;
એક ટેકને કાજ, પૃથુએ પાગ ન બાંધી;
એક ટેકને કાજ, ધન કેતુ સહ્યો વ્યાધી.
ટેક ધરી ધરણી પરે, ધ્રુવે તપ તનથી કર્યું;
જેશંકરના જુગદિશે, કાર્ય સિદ્ધ તેનું કર્યું. ૪
એક ટેકને કાજ, ધર્મ અસત્ય ન બોલ્યો,
એક ટેકને કાજ, નિકુળે મર્મ ન ખોલ્યો;
એક ટેકને કાજ, રૂક્મિણિ વરી કૃષ્ણને;
એક ટેકને કાજ, બચાવ્યો ચિત્રસેનને:
ટેકીની તુલના અહીં, કદિ ન કોથી થાય છે,
જેશંકર ધરી ટેક તો, જગમાં સૌ ગુણ ગાય છે. ૫
એક ટેકને કાજ, ચાંપરાજે પણ લીધું;
એક ટેકને કાજ, રાજ વનરાજે કીધુ;

એક ટેકને કાજ, મીરાંયે પ્યાલો પીધો;
એક ટેકને કાજ, પ્રભુયે અમૃત કીધો;
ટેક અતિ મન રાખીને, કરો પરસ્પર પ્રીતડી;
જેશંકર ધરી ટેકને, રાખો જગમાં વાતડી. ૬

## જુવાનીની અવસ્થા.

### છપય છંદ.

ચડયે જુવાની જોર, આંખથી જન નહીં દેખે;
ચડયે જુવાની જોર, અવરને ઉર ન લેખે,
ચડયે જુવાની જોર, સારૂં કૃત એક ન સૂઝે;
ચડયે જુવાની જોર, આપના દોષ ન બુઝે;
જોર ચડયે જુવાનિનું, અનેક દુઃખ ઉઠાવશે;
જેશંકર જુવાનીયો, અંતે ઉર વિચારશે. ૧
ચડયે જુવાની જોર, બોલવું કોનુ ન ગમશે;
ચડયે જુવાની જોર, શ્વાન સમ એજ રખડશે;
ચડયે જુવાની જોર, ખરો નર ગોથાં ખાશે.
ચડયે જુવાની જોર, કોવિદ જન ગ્રંથે ગાશે;
જોર ચડયે જુવાનીનું, ખરી લાજ ખીંટી ધરે,
જેશંકર જુવાનીમાં, અવળ સવળ કૃત જન કરે. ૨
ચાર દિવસનો રંગ, જુવાની જાતી રે'શે;
ચાર દિવસનો રંગ, ચંદ જેમ વાદળ પેસે,
ચાર દિવસનો રંગ, પતંગી રંગ પ્રમાણો;
ચાર દિવસનો રંગ, અંગ અભિમાન ન આણો;
જુનાનીના રંગી જન, આખર મેં અવલોકીયા;
જાનિ જરૂર જગદિશ્વરે, અભિમાન ઉતારીયાં. ૩
ચાર દિવસનો રંગ, લાગશે જોર જુવાની;
ચાર દિવસનો રંગી, ધરે નહિં બીક મુંવાની;

ચાર દિવસનો રંગ, અવિચળ આદમી જાણે;
ચાર દિવસનો રંગ, જાણિ જન મોજું માણે;
અંતે અનુભવ આવતાં, પશ્ચાતાપ પાપે કરે;
જેશંકર જુવાનીયો, દિલ દિલગીરી તે ધરે. ૪

## શેઠ મૂળજી રાજડાનો સ્વર્ગવાસ.

( શેઠ સગાળશા સાધુને સેવે એ રાહ. )

મૂળજી શેઠ માયાળુ મોટો, જોતાં જડે જગમાં ન
જોટોરે--ટેક.

ભાટિયા નાતમાં વડા વખણાયા, વડાં વડાં કરી કામ;
રાજ સરકારે લાજ વધારી, [1]જામ કરતો સન્માન. મૂ.
ભૂપતિયે પણ ઇચ્છા જણાવી જે, રાજડાનું રૂડું રત્ન:
ખુદ જઇ ખંભાળિયે જોવા, પ્રેમે કર્યો પ્રયત્ન— મૂ.
ભાગ્યશાળી ભડ ભૂમિમાં ભાળ્યો, નામ લેતાં થાય કામ;
મોટા મોટા નર નયને નીરખીને, બબે કર કરતા સલામ. મૂ.
સંવત ઓગણી બાવન બીજા—જેઠે કર્યો કાળો કેર;
બારસ વદનીને ભોમે ભૂમિમાં, ભારે વરસાવ્યું ઝેર. મૂ.
કૂળનો મોટો ખુવા થંભ અને વળી માજનમાં તે મહંત;
મોટાં મોટાં તેણે કામ કરવામાં, ખરેખરી રાખી ખંત. મૂ.
ચોટે રૂવે સગાં સહોદર સઘળાં, નોકરને છુટચાં નીર;
બેની બિચારી કલ્પાંત કરે, અરે!! ચાલ્યો ગયો રૂડો વીર. મૂ.
સાધુ સંતોની સેવા કરી—બૌ મોં' માગ્યા આપ્યા માલ;
અરે પ્રભુ એવા વીર મરદનો તેં, કેમ કીધો છે કાળ. મૂ.
પર ઉપકાર કર્યા અતિ તેણે, દીન જનને દીધાં દાન;
ગરિબ ગરબાં સુણી વાત આ વિપરિત, માની બેઠા
મોટી હાણ. મૂળજી.

---

1 જામનગરના મહારાજાધિરાજ સર વિભાજી કે સી એસ આઇ.

દિલનો દરિયાવ એ દેવાંશીદાનો, સદ્દગુણનો સંગાર.
અનુભવીઆદમીનમ્રસ્વભાવે,નહિંઅંગમાંલેશઅ કાર.મૂ
નાનાથી નાનોને મોટાથી મોટા,સઘળા ઉપર એક સ્નેહ,
ધન મદઉપર ધ્યાન ન આપ્યું,સાદા સદા હતા એહ મૂ
જે જે જગ્યામાં વાસ વસેલા, જેની સાથે કરી પ્રીત,
વાત સુણી શેઠ સ્વર્ગે સિધાવ્યાની,ખેદપામ્યાજ ખચિત મૂ
વિનય વરસાવીને વશ સૌ કીધા, જગના નાના મોટાજન;
હાસ્ય વિનોદે હમેશાં હસાવતા, આજે કરાવ્યું રૂદન.મૂ
એક વચની રૂડા આદમી એ હતા, સેવકની લેતા સાર;
આશ્રિત જનનો આધાર ઉઠ્યાથી,અંગે ઉઠયો અ ગાર મૂ
પુત્ર પ્રમાણે પ્યાર જણાવી, મારો કર્યો સ્વીકાર,
પુત્ર મારાને આજથી નથી—કોઇ નાનો જાની કેનાર મૂ
રંગીન રાગી સુભાગી સલુણું, ઉણું ન રાખ્યું એક.
ધિંગી રચાવી ધર્મશાળા, કીધા પુણ્યના રસ્તા અનેક મૂ.
કલ્યાણકારી "કલ્યાણ નિવાસ"મા,કોટી ખરચ્યાંછેદામ;
દેશ પરદેશે ઉદારતાથી, ઓપાવ્યું આપનું નામ મૂ
રાજ રીતિ વળી વેપાર વણજે, અજમાવ્યુંનિજ તકદીર;
સર્વ વાતે સૌ કામમાં એ તો, સોંસરો જાય શુરવીર મૂ
અરે પ્રભુ તારા ઘરથી ન ચાલે, અમારો એકે ઉપાય;
જોદ્ધા જોરાવર ચાલ્યા ગયા,અરે જન્મ્યું તે જરૂરજ જાય
તને ગમ્યું તે અમને ગમવામાં,આના કાની નથી આજ.
તારીઇચ્છાનેઆધિનજગતતેમાં,ખોટી શી કરૂં.પતરાજ.
સદ્દગતિ થાય એ શેઠજીની,મળે સ્વર્ગમાં સુખ અધિક;
ઇશ અહોનિશ મૂળજીભાઇ ઉપર,પૂરેપૂરી રાખો પ્રીત મૂ.
જેઠાભાઇ અને બાળક સર્વે, ઇશ્વર રાખો આબાદ;
આપે જેશંકર આનંદે ઉરથી, છેલ્લે આ આશિર્વાદ.મૂ.

---

# કાળ સર્વને ખાય.

## દોહરા.

આજ અને આગળ સહુ, જે જન્મ્યું તે જાય;
મદ નહિં ધરતો માનવી, કાળ સર્વને ખાય. ૧
ધમકારે ધરણી ધ્રુજે, હાકે હોંસ હરાય;
દિગ્વિજય કર્યા દેશમા, કાળ સર્વને ખાય. ૨
સુખપાલો શોભાવતા, શિર પર છત્ર ધરાય;
આડંબરી અતડા નરો, કાળ સર્વને ખાય. ૩
ભલા ભલા ભુપત ગયા, રોકયા નહીં રોકાય;
અનુકંપા આ ઇશ્વરી, કાળ સર્વને ખાય. ૪
ક્રોધ મતવાલા મહા, રાવણ જેવા રાય;
થયા ન ખોટી ખલકમાં, કાળ સર્વને ખાય. ૫
નોબત ગગડે રાત દિ', બંદી જન ગુણ ગાય;
નેકી લલકારે મહા, કાળ સર્વને ખાય. ૬
હાથી હોદે બેસતાં, પ્યાદા નહિં પળાય;
હીંડોળામાં હીંચતા, કાળ સર્વને ખાય. ૭
ગાદી તકીયે બેસતા, પગ ચંપી નિજ થાય;
નવિન પાક સૌ નિર્ખતા, કાળ સર્વને ખાય. ૮
પૃથ્વિપર પગ ના ધર્યા, વિમાનમાં વિચરાય;
ત્રિકાળ જ્ઞાની તપ ધરા, કાળ સર્વને ખાય ૯
સદ્કીર્તિ સ્થાઇ રહે, નાશ નામનો થાય;
ભલી બુરાઈ રહી જશે, કાળ સર્વને ખાય. ૧૦
જાુની જગ ફાની બધું, કો'ક સમે કલ્પાય;
રૈ'ટ સમીપે લેખવું, કાળ સર્વને ખાય. ૧૧

---

## મરણનો મોટો ભય.

( નાથ કયસે ગજકો બધ છુડાયો. એ--રાહ )

માનવી તારે માથે મરણ ભય ભારી;
કરજે સારાં કામ વિચારી—માનવી.
અજબ નમુનો અવનીનો છે, કુદરતની ગત ન્યારી;
મોત ફરે છે માથા ઉપર, તેની તું કરજે તૈયારી. મા.
કાળ ઝડપે ત્યારે વાર ન લાગે, કામ કર્યાં કૈ કારી;
માંધાતાને મોતે મહિમાં, મૂકયા ન કરતાં લાચારી.મા.
શેખ સન્યાશી સાહેબ મોટા, જોગી જતી જપ ધારી;
મુનિવર હરિ હરદમ ભજતા તેને,મૃત્યુયે નાખ્ય મારી.મા.
ગાડી લાડી વાડીમાં મસ, મગન થયો મન મારી;
ઘડીમાં કેવો ઘાટ ઘડાશે, એવું ન જોયું વિચારી. મા.
ખાંત ધરીને ખેલ્યો ખલકમાં, કરી ઘોડે અશ્વારી;
મોટા મોટા મેલ ચણાવી, મોટી લીધી નામદારી. મા.
માજનમાં તું માન ધરાવે, વસ્તીમાં મોટો વેપારી;
હુંડી તારી દેશ વિદેશે, શેઠ લેતા કઇ સ્વીકારી. મા-
લાખો લેખે લશ્કર સર્વે, રક્ષા કરે છે તારી;
પાણીમાં કે પાતાળે પેસો, મોત ન આપે ઉગારી. મા.
કાચ તણો કુંપો કાયા છે. જલદી જશે જખમાઇ;
તેમજ પાણીનો પોટો પલમાં,વરસાદે જાશે વિખાઇ.મા.
જનમી જગમાં જગપતિ જપજે, તારી કરે જયકારી;
જાની જાવું જોશે જગત તજી, વિશ્વની વાત વિસારી.

---

## સંસાર સ્વાર્થિયો છે.

રાહ—ઉપર પ્રમાણે.

જગતમાં સ્વાર્થ તણી છે સગાઇ,
ભલે પ્રેમીલા હોય પિતરાઈ—જગતમાં.

માતા તાતા ભગ્નિ ભ્રાતા, સગપણ જણુવે સગાઈ;
નારી પ્યારીનો પ્રેમ પલકમાં, સ્વાર્થે જાશે જણાઈ. જ.
જન્મ ધર્યો કે જનના તનમાં, ઘણી લાગે ઘેલછાઈ.
ભણવાનું તે ભુલી ગયો તું,લાલચમાં ગયો છું લેવાઇ.જ.
સાકરથી પણ સરશ મીઠી છે, ગરજુ તણી ગરજાઈ;
અર્થ સરે ત્યારે વૈદ વિસ્રરશે, ગ્રંથોમાં ગયું છે ગવાઇ.જ.
આશા વિણ ઓશિયાળ ન ભોગવે,ભૂમિમાં એવી ભવાઈ;
મોક્ષ ગતિ મેળવવા તપસી, તાપમાં જાશે તવાઇ. જ.
માત રમાડે રાત દિવસ નિજ, પુત્રને પય પ્રેમે પાઈ;
મોટો થાતાં સેવા કરશે, આનંદે જાય ઉભરાઈ. જ.
કરમાં મોટી કટાર ગૃહી નિજ, કેડે મારે કસાઈ;
પૈસો પૈસો પેદા કરવા, રમત રૂડી આ રમાઇ. જ.
આવે નહીં કોઇ દિન તે આવે, પાણીમાં પોતે ભીંજાઈ,
તાપ ટાઢ તન ઉપર સે'તાં, જાની ભુવન આવે ભાઈ.

---

## માતૃ મહિમા.

### રોળા છંદ.

માત તણું બૈ હેત, શ્રેષ્ઠ જગમા સંભાળું;
ભલે ભાઈ ભોજાઇ, બેન કુટુંબ નિહાળું.
મળે નાર સૂનાર, પ્રેમીલા મિત્રો મળશે;
સર્વ ચીજ સાંપડે, ફરિ કદિ માન નહિં મળશે.
રે ! ! મારા સન્મીત્ર, ખચિતજ ચિત્ત ખોલી જો;
સૌ સ્વારથનું સગું, માતનો તોલ કરી જો.
જાઓ કદિ વિદેશ, ભમિ ભૂમંડળ ભાળો.
સોધો સર્વ મુકામ, નામ માતા ન નિહાળો.
ભારે ભય ભંજવાડ, રાત દિ તેણે વેઠી;
કરતાં મને જતન, નિરાંતે કદિ ન બેઠી.

વર્ષા ગ્રિષ્મ શિશીર, શીર પર છત્ર સમિપે;
ઢાંકણુ રૂપે રહી, બાળ નિહાળે નિત્તે.
સુકે સુવાડી મને, ભિને પોઢે તે હોંસે;
રાત દિ નિદ્રા તજી, મુખ મારાને જોશે.
જમે જમાડી મને, કોળિયા દઇને કરથી,
પ્રેમ થકી પોશિને, ઉદર નિજ અંતે ભરતી
દુઃખી દેખતાં દિલે, તરત તરફડીયાં ખાતી;
તરત કરી ઉપચાર, શાત દિલમાં તે થાતી
કર ઝાલી કોડથી, ચલાવે ધીમે અંગે,
થૈ થૈ કરી થૈકાર, રમાડે માતા રંગે,
કદિ રડું કે પડું, "બમા" કહી આવે શૌરે;
ધૂળ ફેરવી શૌરે—કહે દુઃખ જાજો દુરે
બોલુ કદિ કુવેણુ, બાળ થઇ હું અજ્ઞાની;
તો પણ ધરે ન રીસ, દાખવે પ્રીત પોતાની;
બાળ ખેલમાં કદિ, ચોટિયા તનમાં લેતો;
મારૂં લાતને હાથ, ખુશિ થાતી તોએ તો.
હોય અપંગો બાળ, વળી બેરોને કાણો;
ભલે આંધળો હોય, માતને લાગે શા'ણો.
જાઉં ગામ પરગામ, માતથી પડી વિખુટાં;
ઘણો કરે આક્રંદ, નીર નયને વે' છુટાં.
મોટા કરી સ્વતંત્ર, મંત્ર સંસાર શીખાવ્યો;
જોઇ સુચાલ કુચાલ, માતને અભાવ નાવ્યો.
માત તણો મહિમાય, જગતમાં સૌથી મોટો;
અચળ હીમાચળ હાર, જાણજો તેનો જોટો.
ગંગા જમના અને નરમદા ગોમતી નાઓ;
પણ ખાંતે માતની, સેવથી કૃતાર્થ થાઓ.

માત તણો ઉપકાર, ભુલે તે ખરો હરામી;
ગુણુપર અવગુણ કરે, ખરે જનમાં તે ખામી
ઘણા મદાંધિ નરો, રાજી કરવા કાન્તાને;
કંટક સમ ખુચિને, દુભતા તન માતાને.
કે'ણી છે મશહુર, જાણવા જનને ચિત્તે;
" સુખે સાંભળે નાર, માત દુ:ખદ દિલ વીતે. "
અલ્પ વાત આદમી, અંતરે આ માની લે.
દિલથી કરી દરિયાફ, માતની સેવ કરી લે.
કદિ તનની ત્વચા, ઉખેડી ઉપાન અરપો.
તો પણ નહીં છુટાય, માત તારાએ ગુણતો.
માનવી ! ! માતા તણી, વાત વરણવી ન જાયે,
કમ મતિથી કથી, જાની દિલ અતિ ઉભરાયે

---

## પરનારી દુ:ખ દર્શક.

### છપય છંદ.

પરનારીનો યાર, ભાન મન ભુલી જાશે;
પરનારીનો યાર, નીચ કૃત કરવા ચા'શે;
પરનારીનો યાર, જુઠ જગમાં બોલે છે;
પરનારીનો યાર, તેહનું દિલ ભમે છે,
પરનારીનો યાર તે, શિશ મૂકી જારી કરે;
જેશંકર પરનારનો, યાર ખ્વાર થઇને મરે. ૧
પરનારીનો યાર, પામશે પૈસે તંગી;
પરનારીનો યાર, સોધશે નિચજ સંગી;
પરનારીનો યાર, કામ કાજે નહિં લાગે;
પરનારીનો યાર, સ્વાંગ સઘળાને ત્યાગે;
પરનારીનો યાર તે, અન્ન અને વારી તજે;
જેશંકર પરનારનો,—યાર પ્યારીને સુખ ભજે. ૨

પરનારી પ્રીત, કો'ક દિ શિશ કપાવે;
પરનારીની પ્રીત, વગર મોતે મરવાવે;
પરનારીની પ્રીત, નકિ કડુ સ્વાદ ચખાવે;
પરનારીની પ્રીત, સમે સધ વન રખડાવે.
પરનારીની પ્રીતથી, ડાહ્યાજન ઘેલા થયા;
જેશંકર પરનારથી, જન જરૂરજ નરકે ગયા. ૩
પરનારીની પ્રીત, ઝાંઝવાનું જેમ પાણી;
પરનારીની પ્રીત, પતંગી રંગ પ્રમાણી;
પરનારીની પ્રીત, દીપ દીવેલ વિનાની;
પરનારીની પ્રીત, વીજ આકાશ પીછાની;
પરનારીની પ્રીત તે, પાણી પરપોટા સમી;
જ્ઞાની જ્ઞાની જગ જાણી એ, પ્રીત ખરે પરનારની. ૪
પરનારીને પ્યાર, રાય લંકેશ મરાયો;
પરનારીને પ્યાર, કિચક રણ જંગ મચાયો,
પરનારીને પ્યાર, શ્રાપ સુરપતિયે લીધો;
પરનારીને પ્યાર, નીચ શંગ શીવે કીધો;
પરનારીના પ્યારથી, ભૂપતિ ભૂમિમાં સમ્યા;
જેશંકર પરનારથી, કૈક જનો વનમાં ભમ્યા. ૫
પરનારીથી પ્યાર, કરો નહીં પ્યારા મારા;
પરનારીથી જારી રમે, તે ખરે નઠારા;
પરનારી આશક્ત, સપ્ત દુખિયો સંસારે;
પરનારીનો યાર, તેહને જન ધિક્કારે.
પરનારીનો સોબતી, સુખ સ્વપ્ને દેખે નહીં;
જેશંકર પરનારના, પ્યારાની પત સૌ ગઈ. ૬

---

# હિંદના હુન્નરી લોકોની અવદશા.

## હરિગીત છંદ.

પ્રાચિન સમયે હિંદ નામિચો, હતો નવ ખંડમાં;
થઇ આજ દેશે દુર્દશા, તે તર્ત લેજો લક્ષમાં;
આ દેશની લક્ષ્મિ અરે ! પરદેશમાં શું કામ ગઇ;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૧
પૂર્વે હતો તે આજ, હિંદુસ્થાન હજીયે તેજ છે;
વસનાર વસ્તીને વળી, વિદ્યા પરિચય તેજ છે;
પણ સંપ નહિં દિલ અંશ રાખ્યો, ઉરમાં દ્વેષાઇ રહી;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૨
જ્યાં સંપ તૂટ્યો કે તરત, પરદેશના જન આવિયા;
નિજની કળા વિદ્યા થકી, નર સર્વનેજ ભમાવિયા;
જે ધામના ધરણી પતિ તે, દાસ થઇ બેઠા જઇ;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૩
પરદેશની વસ્તુ બધી, સસ્તી મળ્યે જન સૌ લીયે,
પણ દેશના હુનરી નરોની, ચીજ ઘર ખાતે રીયે;
ભરપૂર ભભકાથી ભરેલી, ચીજ પરદેશી રહી;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૪
છે દેશમાં કારીગરો, કોઇ દેશમાં એવા નથી;
ભભકા ઉપર મો'તાં તમે, જો જો ઉઘાડી આંખથી;
પરદેશના જનની તમે, ફૅશન કર્યે લક્ષ્મિ ગઇ;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૫
ઐા બેશ કારીગર ભરતખંડે ભલા ભરપુર છે,
કારીગરી યુરોપની, નિજ પાસ તરણા તુલ છે;
પણ આર્યવર્તની ભૂપકે, જન મદદ આપે નહીં પઇ;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૬

સો એકમાં કોઇ જન કદિ, કારીગરી કરી લાવશે;
ભલા ભુપ કે કોઇ ગૃહસ્થને, બક્ષિસ કરીને આપશે;
લઇ હાથમાં જોઇને કહે, વિલાતના જેવી નહીં;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૭
નિર્માલ્ય સોય દિવાસળી, વળી વાટ દીવાની ખરે;
આધાર સૌ આ હિંદનો, છે ચીજ પરદેશી પરે;
એ ચેન જનના દિલ થયાં, ભભકા ભરેલી ચીજ લઇ;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ. ૮
અચ્છિ બની ઉપર અરે, ભીતર ભયાનક ભાસશે;
ઔ ચીજ ઉમદી કિંમતે, લ્યો તે કદિ નહિં ચાલશે;
લાગે બરાબર ઠોક, તો પણ આર્ય જન ચેતે નહીં;
આ હિંદના હુનરી નરોની, અવદશા આથી થઇ ૯
કરવો હશે ભરપુર પૈસાથી, કદિ આ હિંદને,
તજિ દયો તમે પરદેશીને. લ્યો સર્વ દેશી વસ્તુને;
જો વાત આ તમ ધ્યાનમાં, આવી ઉરે ઉતરી ગઇ;
જાની ખરે હુનરી નરોની. જીંદગી ફળીભુત થઇ.૧૦.

---

જામનગરના રમેશ ધર્માચાર્ય

## રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટ. રાજ્ય વૈદ્ય.

### કવિત.

માનવીમે મણિમય, માનબંતા મણિભાઇ;
કરીકે ભલાઇભાનું, પૃથ્વિમે પ્રકાશ્યો હૈ;
ઐબલ સિદ્ધાંત કરે, સારકો શિકાર કીનો;
દવાદાન હૈ કે માન, મહિમે મીલાયો હૈ.

રસેશ્વરી ધર્મ પર્મ, પૃથ્વિમેં ચલાયો ન્યારો;
ન્યારે ન્યારે પંથ વોસે, વોહી પંથ ન્યારો હૈ,
જાની સબે બાત જાની, દીલમે દરિયાફ્ કરૈ.
મર્નીકો ધરનાર જાનું, શંકર અહીં આયો હૈ. ૧

---

## પૈસો.

### છપય છંદ.

દામ કરાવે કામ, દામ તો જામ જગાવે;
દામ તુટાવે ચામ, દામ શુભ ગામ તજાવે;
દામ મુકાવે ધામ, દામ સલ્લામ કરાવે;
દામ રટાવે રામ, દામ કૂઠામ ચડાવે;
દામ ગાન ગુલતાનમાં, રાખે આ સંસારને;
દામે ડાહ્યો થાય છે, દામ મરાવે અપારને. ૧
દામ વધારે હામ, દામ મોકાણુ મંડાવે;
ગાન તાન તો દામ, વળી મન ભાન ભુલાવે;
દામ માન વેરાન, દામ રાને રખડાવે;
દામ વાન બદલાય, દામ તો હાણુ કરાવે;
દામ ઘેલો ડાહ્યો કરે, દામે ભુપ ગણુાય છે;
દામે વશ સૌ કો થશે, દામે કીર્તિ જણુાય છે. ૨
દામ કરાવે દાન, દામ વિદ્વાન કરાવે;
દામ તજાવે લાજ, દામ સબ સાજ લુંટાવે;
દામ કરાવે મિત્ર, દામ જગદીશ જપાવે;
દામ નચાવે અંગ, રંગ બો દામ કરાવે;
દામ ઉત્તમ આ જગતમાં, સ્વાધિન સૌ કો થાય છે;
દામે દાન કરી અતિ, લોકો સ્વર્ગે જાય છે. ૩

દામ કરે સુલતાન, દામ દીનતા દર્શાવે;
દામ હસાવે આમ, દામથી રોણું આવે;
દામ ધરે શીર બોજ, દામ દેશે ભટકાવે;
દામ કરે સૌ વેર, લે'રતો દામ કરાવે,
કરે માન અપમાન એ, પૈસો પૃથ્વિમાં ખરે;
એ પૈસા હોય ગાંઠમાં, એ અહુંપદ અંગે ધરે. ૪
દામ ધરાવે ધિરજ, ફીકરમાં દામ ફરાવે;
દામ કરે વેપાર, નોકરી દામ કરાવે;
ચાડી ચુગલી દામ. દામ મદ મસ્ત ચલાવે;
દામ જાન નુકસાન, ભાન મન ભિતર ભુલાવે;
ક્ષણુ ભંગુર આ જગ્તમાં, લય ઉત્પત્તિ એ કરે;
જેશંકર જન દામથી, એ ફીકરો થઇને ફરે. ૫

---

## બે કડવા બોલ.

### પદ.

ભુંડા ! ! ભવ બગડયો છે ભારી, વધુ વિનતા રમે.
ઘેર જારીરે.—ભુંડા.
શું મરદાઇ મનુષ્યમાં માની, મૂખડું દીપાવો દા'ડીરે.ભું.
ભાઇબેનકહીરંગેરમોછો, વધુસાથેવધતીકરોયારીરે.ભુંડા.
કામ ક્રોધ મદ મોહ મારીને, ઘરમાં મૂકીચીણગારીરે.ભું.
આપ અંગબળતું ભેખોનહીં, શુભચાલિથઇ નારીરે.ભું.
મોટા પંથ સમ મનડું મારી, ખુબ કરીછે ખ્વારીરે.ભું.
કોઇકરેત્યાંઇર્ષાઆવે, (પણ)ઘરમાંસહુવ્યભિચારીરે.ભું.
પૂર્વાન્તરે પતિવ્રત્તા પત્નિયો, સુખી હતા સંસારીરે.ભું.
આજ કાલ દુર્ગુણી ત્રિયાઓ ભટકેલાજ વિસારીરે.ભું.
દામહરણ કરવાનેહાથે, રમોછો રમત વ્યભિચારીરે.ભું.

લાખટકાની લાજહતીતે, મહિમા માબાપે લુંટાવીરે.ભું.
એલખરેઆ કળીયુગકેરે,(બેઠાં)પાપપુણ્યપરવારીરે.ભું.
પીર થઇ પુજાતા પૂર્વે, આજ થયા અવિચારીરે. ભું.
વીર મરદના વીર રત્ન પણ, માત લજાવી તારીરે.ભું.
જરૂર હિતના વચનો કહિને, જાની ગયો છે હારીરે.ભું.

---

## ચિરંજીવી ચંદુલાલનો ઉદય ને અસ્ત.

### છપય છંદ

ઓગણી પચા, માગશર માસ મલપતો;
બેલો વાર ચળકતો;

## આ પોથીમાં

## પ્રથમથી મદદ આપનાર ઉદાર ગૃહસ્થોના

| નકલ. | નામ. | હુદ્દો તથા ગ |
|---|---|---|
| ૨૫ | શેઠજી મૂળજી કલ્યાણજી રાજડા હા. જેઠાભાઇ | મુ |
| ૨૩ | શેઠજી ત્રીકમદાસ નારણજી રાજડા હા.હરિદાસભાઇ | મું |
| ૧૨ | T. N. D. K.................. | BOMBA |
| ૮ | મે૦ મૂળશંકરભાઇ લક્ષ્મીશંકર પ. વિ. આસિ. સુ. સા.................................. | ખંભા |
| ૮ | રા. રા. રામજી કૃષ્ણા પોલીસ સુપ. ઇંગ્રેજી કલાર્ક. | જા |
| ૮ | પોલીસ સુપ. ઓફીસ ઇસ્ટાબ્લીશમેન્ટ...... | જામન |
| ૮ | પ્રીયભાઇ ગોકળદાસ વિ. જેસંગરામ......... | ખંભા |
| ૮ | રા. રા. ડુંગરસિંહ ભાણજી રૂના દલાલ......... | મુંબઇ |
| ૮ | સુંદરદાસ પદ્મસિંહ............ | |
| ૪ | ઠક્કર ગોવિંદજી | |
| ૪ | રા | |